શ્રી મોરબી ગુજરાતી નાટક કંપનીના

# પ્રેમબંધન

ઉર્ફે

# બાજીરાવ મસ્તાની

## નામક નાટકનાં ગાયનો.



રચી-છપાવી-પ્રસિદ્ધ કરનાર.

ભાનુશંકર ચત્રુભુજ. ભટ્ટ.

અમદાવાદ.

સંવત. ૧૯૭૧ આવૃત્તિ પહેલી. પ્રત. ૧૦૦૦ સને. ૧૯૧૫



શ્રી 'રામકૃષ્ણ' પ્રી. પ્રે. શા. મગનલાલ હરિવલ્લભદાસે છાપ્યું ઠે. કાલુપુર ટંકશાળની પોળ—અમદાવાદ.

મુલ્ય બે આના.

# નાટકનાં મુખ્ય પાત્રો.

## પુરૂષ પાત્ર,

બાજીરાવ ... ... ... ...પેશ્વા,
શાહુમહારાજ ... ... ...સતારાનો રાજા,
ચંદ્રસેન ... ... ... ...ધનાજી જાદવનો પુત્ર,
બાપુસાહેબ ... ... ...સેનાપતિ-પ્રધાન,
નિઝામ ... ... ... ...વરાડ પ્રાંતનો સુબો,
લટપટ (રામા) ... ... ..બુંદેલ ખંડનો બ્રાહ્મણ.
નાનાસાહેબ ... ... ...બાજીરાવનો પુત્ર,
માધવદાસ... .. ... ...દેવીના પૂજારી.
ચટપટ (આત્મારામ) ... ...માધવદાસનો પુત્ર,
કલ્યાણ સ્વામી... ... ...બાજીરાવના કુળગુરૂ.
ગુરૂ ... ... ... ... ...કલ્યાણ સ્વામીના ગુરૂ,
શીરોમણી ... ... ...પૈસાદારનો મુર્ખ છોકરો,
બગલો ... ... ... ...શીરોમણીનો નોકર,

—:o:—

## સ્ત્રી વર્ગ.

મસ્તાની... ... ...બાજીરાવ પર મોહીત થનાર સ્ત્રી
કાશીબાઇ ... ...બાજીરાવની પરણેતર સ્ત્રી,
મોહીની... ... ...નગરવાસી નાયકા,
મંજુલા ... ... ...શીરોમણીની સ્ત્રી,
પદ્મણી ... ... ...મંજુલાની દાસી,
લક્ષ્મી ... ... ...નાના સાહેબની સ્ત્રી,

ચોપદાર, સીપાઇ, દાસી, સીંધે, હોલકર, ગાયકવાડ, પ્રાસી દતાજી, ઉતાર વિગેરે.

# પ્રેમબંધન ઉર્ફે બાજીરાવ મસ્તાની

## નાટકનો ટુંકસાર.

-

### અંક પહેલો.

**પ્રવેશ ૧ લો**—સુત્રધાર બાળાઓ નવિન શિષ્ય તરફથી ગીરનારી ગુરૂનું કરેલુ સ્તવન તથા નાટકનું વિવેચન.

**પ્રવેશ ૨ જો**—શાહુની કચેરી ચંદ્રસેનને મ્હેણું, દેષી ચંદ્રસેને બાજીરાવનુ પોગળ ખોલવું, બાજીરાવનું આવવું, ચંદ્રસેન બાજી રાવનો સંવાદ, તરવારનો ત્યાગ ચંદ્રસેનને કાઢી મુકવો. ચદ્રસેન અપમાનનો બદલો લેવા તૈયાર થાય છે નિઝામનો લીફાફા બાજીરાવની નિઝામ ઉપર સ્વારી.

**પ્રવેશ ૩ જો**—લટપટનું ભીખ માગવા આવવું, મસ્તાનીનું સાંભળવું તેને હકીકત પુછી દીલગીર થઇ નોકરીએ રાખી લેવો બાદશાહનું આવવું, લટપટનુ ગભરાવવું.

**પ્રવેશ ૪ થો**—બાજી રાવનું સીંદે ગાયકવાડ તથા હોલ્કર સાથે વેશાંતરમાં આવી નિઝામના દરબારમાં જવું.

**પ્રવેશ ૫ મો**—નિઝામ ખાનગી દરબાર, પ્રપંચ, તેની બાજી રાવ તરફથી નસિયત. વાક્ય વિનોદ, સરદેશ મુખી ચોપાઇના હક્ક લેવા રવાના થવું, નિઝામ અફસોસી, મસ્તાનીનું બાજીરાવ પર આસક થવું. અને તેથી નાસવાનો વિચાર.

**પ્રવેશ ૬ ઠો**—મસ્તાની વખત થવાથી લટપટને બોલાવે છે, લટપટે સીડી નાખવી, મસ્તાનીનું જવું. ચંદ્ર-

સેનનું સિપાઇ સાથે આવવું, લટપટનો પ્રપંચ, મસ્તાનીની આશકાઇમાં ચંદ્રસેનનુ લટપટ સાથે શોધવા જવું

**પ્રવેશ ૭ મો**—ગામ બહાર ધર્મશાળામાં રાત્રિના સમયે મસ્તાનીનું રહેવું લટપટને ચંદ્રસેનનું આવવું, ચંદ્રસેનને બતાવવું, લટપટ પાસે મસ્તાનીનું જાહેર થવું, સ્વામી ભક્તિનું ઉદાહરણ, ચંદ્રસેનને ઘાયલ કરવો, લટપટ અને મસ્તાનીનું નાસી જવું, ઉતારૂઓનું આવવું, ચંદ્રસેનને સારવાર વાસ્તે લઇ જવો.

**પ્રવેશ ૮ મો**—બાજી રાવની છાવણી, બાજી રાવને મસ્તાનીનો ખુબી કારક મેળાપ.

## અંક બીજો.

**પ્રવેશ ૧ લો**—કાશીબાઇનો હર્ષ, નાના સાહેબનુ આવવું મસ્તાની વિષે ક્રોધ, કાશીબાઇનું સમજાવવું, બાજીરાવનું આવવું, કાશીબાઇનું જવું, બન્નેની કથા કથી નાના સાહેબને કેદની સજા

**પ્રવેશ ૨ જો**—માતાના પુજારી માધવદાસનો પુત્ર (આત્મારામ) લટપટ સાથે પૈસા સબંધી તકરાર, બાપની સામે ઇંગ્લીશ રોફ દાગીનાની પેટી લઇ મોહની રાંડને ત્યાં જવું.

**પ્રવેશ ૩ જો**—મસ્તાની છટકયા બાબત ચંદ્રસેનની વ્યાકુળતા ચટપટનો મેળાપ, એક બીજાનો વેરભાવ ચંદ્રસેનનો બાજીરાવનો જીવ લેવા વીચાર. ચટપટને સમજાવવો, ચટપટનું નિમક હલાલીથી જવું મસ્તાનીનું ચટપટને તેડવું લટપટનું ઉંઘમાંથી ઉઠી આવવું, ચટપટનુ ચહા બીસકુટ ખાતાં આવવું, બન્નેનુ અથડાવું, હાસ્યકારક ગમ્મત, લટપટનું ચટપટને ઘાયલ કરવું, લાયગ્રહમાં, લોહી લુહાણુ ચંદ્રસેનનું આવવું, ચટપટને લઇ જવો.

**પ્રવેશ ૪ થો**—મસ્તાનીનું નાના સાહેબને જેલમાંથી છોડાવવું, સીપાઇને સમજણુ નિમક હલાલીનો દાખલો.

**પ્રવેશ ૫ મો**—મોહીની તથા ઉસ્તાદની ગમ્મત, ચટપટને રંડી બાજીની શિક્ષા દુનીયાને નાયકાનો પ્રત્યક્ષ દાખલો, ચટપટનો પસ્તાવો.

**પ્રવેશ ૬ ઠો**—ચટપટ અને છોકરાઓ ની સાબાજ જુગારી તથા રંડીબાજની હાલતનું બ્યાન સત્ય માર્ગપર ચટપટનું આવવું.

**પ્રવેશ ૭ મો**—બાજીરાવ મસ્તાનીનો પ્રેમ, નાના સાહેબનો પ્રવેશ, સંતાઇજવું ચંદ્રસેનનું આવવું, નાના સાહેબે ચંદ્રસેનને ઘાયલ કરવો. ચંદ્રસેનનું પ્રંપચમાં ફાવવું, બાજીરાવે મસ્તાની તથા નાના સાહેબને કેદની સજા કરવી, તથા ચંદ્રસેનના હવાલામાંજ બન્નેને સોપવા.

## અંક ત્રીજો.

**પ્રવેશ ૧ લો**—મસ્તાનીનું પ્રેમ મસ્ત થવું બાજીરાવનું રટણુ, ચટપટ, લટપટનો પ્રવેસ, સીપાઇનો ઘાત, ચંન્દ્રસેનનો પ્રવેશ, મસ્તાની સાથે પ્રેમ, વિનોદ ચટપટ લટપટે મળી ચન્દ્રસેનને બાંધવો, મસ્તાની તથા લટપટનું જવું, ચટપટની ચંદ્રસેનને શીખામણ, જેલરનું આવવું, ધમા ધમી.

**પ્રવેશ ૨ જો**—કલ્યાણુ સ્વામીનો ચટપટને બાવો ન થવા વિસે ઉપદેશ, શિરોમણીનો પ્રવેશ, ભગલાનો મેળાપ થવો, પદમણીનું પોતાના રૂપ વિસે વખાણુ કરતા આવવું, ઇસ્કના મારનો દાખલો, બધાનું જવું, મંજુલાનો પ્રવેશ ડાયવર્સ લેવાનો વિચાર, બગીચામાં જવું.

**પ્રવેશ ૩ જો**—ચટપટ મંજુલાનો ખુબીકારક પ્રેમ મેળાપ, ધણી સાથે ન જવા વિશે વિચાર, ચટપટનું યુક્તિ બતાવવું, પ્રપંચનો વિજય.

**પ્રવેશ ૪ થો**—નિઝામના કાવતરાના શોક, બાજી-રાવની બેભાન સ્થીતી, સને પાતના ચીન્હો, બેભાન સ્થી-તીમાં ચાલ્યા જવું, બધાએ સોધ કરવો, અને તપાસમાંજવું.

**પ્રવેશ ૫ મો**—મંજુલાનો તથા ચટપટનો નાસી જવાનો વિચાર, મંજુલાનો ધણી શિરોમણી, તેની સાથે પદમણીને વળાવાનો નિશ્ચય, શિરોમણીનું આવવું, બન્નેની ધમાધમી, મંજુલાની માનું આવવું, બન્નેને સમજાવવા, મંજુલાનો પ્રપંચ, પ્રપંચમા પાર ઉતરવું, નાસી જઇ ચટ-પટને મળવું.

**પ્રવેશ ૬ ઠો**—ગોપીકાબાઇ તથા નાના સાહેબનો મેળાપ, પ્રીતીવિનોદ સ્વીકાર કરવા કલ્યાણ સ્વામીનું આગ-મન જોઇ પ્રસન્ન થવું, નાના સાહેબને સીપાઇથી બાજીરાવ ગુમ થયાના સમાચાર, બન્નેનું જુદા પડવું.

**પ્રવેશ ૭ મો**—મસાણમાં બેભાન સ્થિતિમાં બાજી-રાવનું આવવું, ના ના સાહેબ તથા બાજીરાવનો મેળાપ, દતાજીનું બધાને તેડવા જવું. કલ્યાણ સ્વામીનું આવવું, બાજીરાવનુ મૃત્યુ, રાજ મંડળનું આવવું, મસ્તાની એ ચંદ્રસેનને ખંજરથી મારવું, પોતે પણ મોતને હવાલે થવું.

**પ્રવેશ ૮ મો**—ચટપટ મંજુલાનું વાડીમાં રાત રહેવું શિરોમણી પદમણી તથા ભગલાનું આવવું, હાસ્યવિનોદ, ધમાધમી, સીપાઇનું આવવું, બધાને કચેરીમાં લઇ જવા.

**પ્રવેશ ૯ મો**—નાના સાહેબને સાહુ તરફથી પેશ્વા પદની સોપણી, ગોપીકાબાઇનો હસ્ત મેળાપ, નાના સાહેબ, હસ્તે ગુન્હેગાનોનો ઇનસાફ, છેવટે જય જયકાર.

આનંદ. આનંદ. આનંદ.

# પ્રેમબંધન

ઉર્ફે

## બાજીરાવ મસ્તાની નાટકનાં ગાયનો

---

### અંક પહેલો.

સુત્રધાર–બાળાઓ. ૧

ગ્નાતા ગુરૂ ગીરનારી.
દાતા દીન જન ભારી––ગ્નાતા.
અત્રી તનુ અવતારી,
દીગંબર ત્રીપુરારી
ત્રીગુણાત્મક મોહમારી—ગ્નાતા.

બાળાઓ. ૨

(છે) દુનીયાની રંગત ન્યારી કરે કાર્યને જોઇ વિચારી.
(જે) એકે કુમતી ઉચારી હાહાહા કરી લીએ ધારી
ગાડરીઆ પ્રવાહ સમાને, અંધ થઇ વિચરશે આપ
પડે ન પારખ પંડીત પ્રેમી ગોળ ખોળ સમ ખરચે દામ
કેસર કુમ કુમ એક ધારી સરખી ગણે સતી વ્યભીચારી
(રે) કરે કસોટી કોઇ નવકારી પડી ટેવ ટળે ન નઠારી.

બાળાઓ— ૩

તાત ધીર ધારી જુવોને ઇતિહાસમાં
સુદ્ધ સતીઓ પ્રતાપ જગત પામીઓ પ્રકાશ—ધર

સીતા દ્રૌપતી મંદોદરી ઉજાસમાં—
અહલ્યા તારા કુન્તાભવે પાસ,
સોરાઠાણીને પદ્મણી હુલ્લાસમાં—
સત્યકાજે વરી જઈ હુતાસ
ભાર્યા ભૃાગ્ ને દારા દુસણુવિના
ફિરતીં ચોપાસ અનીતિનો કરે નાસ—ધીર

**નાયકા—** ૪

સખી કહા ન આયે સાવરીઓ (૨)
ભયભર ભુવનમે રેન ગુજારી મેતો હારી ન આયો.
તલફ તલફ હારી જેસે મીન બીનવારી ન આયો.
સુની સુની સેજમ લોટત રહીમે બીચારી ન આયો.
નયનો કે નીરસે ભીંજ ગઇ મોરી સાડી ન આયો.

**બાજીરાવ—** ૫

ટાળુ લોય ઝંપટમાં સર્વદા
ભુચર ખર ખોળી રાખનો સદા—ટાળુ
દીસાઓ ડોલાવું નીઝામ નમાવું
જોસે આ ભુજાહાની વેરી લેશે આયદા
અનાડીને અતિ શિક્ષા દેવી ન્યાયથી તદા—ભુચર
ચાતુરી ચલાવું ફન્દામાં ફસાવું
સપાટે સજા જરૂરે જમાવું હું જદા
આર્ય ધર્મ વીરોધીને મસ્તકે મારૂં ગદા—ભુચર

**લટપટ—** ૬

લટપટ લાલને લેહેજામાં નોકરી મળી ઝટપટ
ચડપડ ચીત મારૂ થાયે તજવી ખાલી ખડપટ—લટ
નવભવે હવે માગવી પડશે ભમી ભમીને ભીખ
રોજ મોજની ખોળમાં ખંતે ફરસું ડીકા ઠીક
કરવી પડશે નહી માથા ઝીક મોટા માન ધાતાની નવભીક

(રહીશુ ગુલતાનમાં જમશું મકાનમાં સુવું મેદાનમાં
હવા અસમાનમાં લઇશુ સટસટ)—લટપટ

બાવાજીરાવ સરદારો— ૭

ગામ ગરાસ લુટીને લાવો રંભાવરો યુધમાં થઇ શુરા
રામ રમાવો તોડી દુષ્ટ તન કરો ચુરા
જંજીર જકડી યવનો પકડી–સકન્જે સકડી
પાપી કરો પુરા જનનીહાં લજવોમાં
ગડકી ઝકડીએ અરીઓ તણા ઝુટાવો તુરા—ગામ

નાયકા— ૮

સુન સુન સખીયાં હીલીયાં મીલીયાં,
કૈસાં ન કહુ બીચ ગર ગલીયાં સૈયાં. સુન૦
દરસા મોહી લાગે હીયરા,
મેરે બાલમકે દુખ ટલીયાં. સુન૦
ડગરે મચી રહી મોતીયન જુગતી,
તીનપર દીપક ઝલહલીયાં. સુન૦
બ્રજકી નવેલી યૌવન ખીલી,
કાના મીલનકોં ખલભલીયાં. સુન૦

મસ્તાની— ૯

મધુરી મુરલીઆ,
આવ્યો ઇંદ્ર એ અવનવો ભુતારવા—મધુરી
મન હસ્તીમાં સ્થીર નવ રહેતું,
મલીન થઇ મતીઆં. આવ્યો.
મંત્રો ભુરકીથી ભરમાવી,
બાળે રતીપતી હા. આવ્યો.

લટપટ— ૧૦

બસ હું બન્યો છું ફાંકડો જુઓ છત્રપતિ આ છેલ્લી વાવા
વાજી વા વા.
આડો છે સુખનો આંકડો રહીશું રસ રંગમાં રેલી હા હા
હાજી હા હા.

આ ઠોકર એક ઠમકાવશું તો મળશે રૂપીઆ થેલી વા વા
વાજી વા વા
બસ પદમણી પરણી લાવશું ને બનાવશું હથેલી હા હા.
હાજી હા હા.
બહુ ગાડી ઘોડા રાખશું ને થઇશું સુંદર સેલી વા વા
વાજી વા વા.
ચતુરાઇ રીત ચલાવશું મોજે કરશું મન મેલી હા હા
હાજી હા હા.
કરોડોપતી કહાવું કરશું કોક કળાએ કેલી વા વા
વાજી વા વા.
નર કાંને કોઇનું લાવશું આનન્દનો થાશે હેલી હા હા
હાજી હા હા.

મસ્તાની-- (૧૧)

સાહ્ય થજો ભેલેશ્વર સ્વામી, ધ્યાન ધરણી ધર ધરજોજી,
કૃપા કૃપાળુ કરજો વાલા વારે વેગે વેલા ચડજોજી-એ-લા
ભાવીક ભકતો ભવથી તાર્યા ભય ભાડભંજન હરજોજી
ઉમાનાથ અરજી અબળાની
આજે અંતરથી ન વિસરજોજી
વીજયા સુર સીર તજજો ભોળા વારવા માની કરજોજી—
જો—સાહ્ય થજો.

મસ્તાની— (૧૨)

અરે જા જા જા દુર થા થા થાને કુકર્મી કામી
પાપી પરાણે પ્રીત નવ થાએ લેતું માની—અરે
ચંદ્ર—માન માન માનુની તું શીદને સતાવે
શર્મ તજીને સલુણી ભેટ જલદી ભાવે
મસ્તાની-શુરીને સતાવવામાં હાની છે હરામી
એ વાતમાં ન ખામ, નકામી, બદનામી—પાપી

ષટપદ— (૧૩)

નસુખી સતીને સતાવનાર—
થાએ થાએ ખલકને વીશે ખ્વાર-(હા હા)-ન
દુર્યોધનાદિ કીચકનો થયો છે સંહાર
રાવણાદિ દાનવે ખાધો છે રામા માટે માર,
જુવો તે ચીતાર-જે જન રમે જાર
અંતે છેલાચાર-પામે દુઃખ અપાર—ન

મસ્તાની— ૧૪

મીઠી મસ્માળી આંખ અણીયાળી
તનમન હરતી નમણી નીહાળી—આંખ
લલના લોભાણી છે જોઇ જાદુવાળી
કામશરે ભેદીને મર્મ સ્થળે છેદીને દેહશું પ્રજાળી—આંખ
ભવ્ય મનોહરી છબી ભુપ ભાળી
નરવર નામીએ સાહુ કરસ્વામીએ બનુ હું સુખાળી—આંખ

મસ્તાની— ૧૫

ચાલો રસીક રમાડું હું રંગમાં
સુખે સેજે સુવાડું સંગમાં
અનગના ઉમંગમાં—ચાલો

બાજીરાવ-વાહ વાલી મધુરી વાણી તારી લલચાવે
આ વાર વા વા વા
ચાલો નહી ચાતુરી મારી નારી તું હુશીયાર આહાહા

મસ્તાની-વ્હાલા વખાણો વ્યર્થ મુજને હું અબળા અવતાર

બાજીરાવ-(કેમ કેમ)

મસ્તાની-સાથી સુજાણવીણ શ્યામા હોડી તરે નહી
ભવપાર (આ એમ) અનંગના ઉમંગમાં—ચાલો

## અંક બીજો.

---

**કાશીબાઇ—** ૧૬

હરી રાખો લાજરે અજીત નાથ કહેવાય સુખે દીન જાય
હૈયુ હરખાય વીજય કીરતીના જગ જશ ગવાય
યવન દળને દળ કરીને આવ્યા અહીં રાય
ભુવન મંડળ સરકરીને સત્યે કીધી સહાય—હૈયુ

**કાશીબાઇ સાહેલીઓ** ૧૭

### ગરબો.

સખી સરદ પુનમની રાત રળીયામણી રાજતીરે લોલ એ-સખી
નથી પતી કરમની વાત કહું ક્યાંય હુ લાજતીરે લોલ એ-સખી
અતીમદન અગન તન બાળે કે બાવરી હું થતીરે લોલ
જતી તદન બદન ભાન ભુલી કે ભાવથી ન સુતીરે લોલ એ-સખી
જોબન જોર વધ્યું વળી ચીત ચંગળ રહે રોજ
પતી વસ્યા પરદેશમાં પામી નહીં કાંઇ મોજ
શયન ભુવન જતાં સેજમાં સ્વામી સાંભરી આવે
નયન ભર્યા મુજ નીરથી ક્રૂર કામ સતાવે
વાલ્યા વીત્યો વાયદો, વામા જોતી વાટ
તરસ્યું ચાતક ટળવળે, પ્રેમ નીરને માટ
સરખી સૈયર મળી હાંસી કરે છે, મારી નણદલ મેણાં બોલેરે
સાસુ સંતાપે વળીદીયરદુભાવે, જુઠી જેઠાણીના જમડા તોલેરે—શરદ

નાના સાહેબ-- ૧૮

પીતાજી કરશે જે જન પાપ પામસે બદલો આપો આપ
ડાળી પર બેશી મુકે હાપ પડી પૃથ્વી પામે સંતાપ—પીતા
જુવે મુખ લાવીને શુદ્ધ ખાય
કરશે તેવી પડશે ખરી છાપ
કદી કુર કામ કરે જો બાપ
પુત્રને આપે નહી પ્રભુતાપ
બાળ દુભવી શીર લ્યો શીદ શ્રાપ
શાણા થઇને શું ખાઓ થાય—પીતાજી

બાજીરાવ-- ૧૯

જારે જારે જારે કપુર કુંવર મુજને શુ સમજાવ
બહુ બકી મુજને શુ બનાવ—જારે.
છકેલા છોકરા સીખ શુ આમ
બાળકથી કદી બીશે ન બાપ

નાના સાહેબ-ઇશ પ્રતાપ, છે અમાપ, માનો આપ

બાજીરાવ—( ચાલ-જાત )—જારે જારે

નાના સાહેબ— ૨૦

પીતા ભાન ભુલોના પડી પાપી ઓને પાસે
પુત્રને ફસાવ્યો ફંદેલા—પીતા
સાચું કહેતાં આ સજા છે અવળો અન્યાય
વીશવેલી વાવે કદી અમૃત ફળ નવ થાય
ફોગટ ના ફુલોના પછી પસ્તાવો થાશે
શત્રુને હસાવો શદેકા—પીતા

ચટપટ. ૨૧

પીયે ફેનડી બેન્ડી ઉલ્ટામ બાટલીને ફોડી (ડટ ડટ)
મળી બે ચાર દોસ્ત જાસુ ખાવાને ગોસ્ત—પીયે
પુલાવ પાઉં સારા ખાઉં ચાવલ ૮ ખારા
જાઉં મારગ સુધારાની હું સટસટ
રહીએ રાગ રંગમાં કોના બાપની તમા
પ્યારીને ધારીને રમશુ વીસ્તરીને ચાલો ચટપટ—પીયે

ચંદ્રસેન ૨૨

ગઇ ગુમ થઇ મસ્તાની એ પ્યારીરે મારી
દઇ દુઃખ દીલ ડુબાવ્યુ રે મુજને વિસારી
વન વન તન ભટકે છે આજ
છોડી અન્નધન સુખ સહુરાજ
કાજ તારે થયો તારાજ
ધાજ મારી કરયો નારાજ
આજથી છોડી સરવે લાજ
બમીને બાળ લઉં તારી—ગઇ

મોહની—દાસીઓ- ૨૩

બનીઠની સુંદર શેઠાણી શોભે સંગાર આ
જુઓ નાજુક નવેલીનાર આ—બની

**મોહની** મોટા ભુપ નમાવું ચુપ બનાવું
ધન ધરા હરૂં કામ વશ કરૂં કૃતીમ પ્યારમાં-બની

**દાસીઓ** જગ જીતા જાણે છે તમામ
હાવ ભાવે કરો સરવે કામ

**મોહની** જો ધારૂં તો યારને નચાવું તારમાં—મોટા

ઉસ્તાદ ૨૪

એ...ધુમડ તજ હરી બોલો
ઘુંઘટ ખોલો મુખસે બોલો
તતવન ટંટોલો અખીયાન ખોલો—ધુમડ

સાખી.

જોબનકે દીન ચાર હે, ડુટત તનકા તાલ
મુદકાન કયું ના ભજે, દીનકો દેવ દયાલ—ધુમડ

સાખી.

મુરખ યું માનત સદા, હમ કાટત હે કાલ
પર પામર જાને નહીં, બડી કાલકા કાલ—ધુમડ

મોહનીં—દાસીઓ— ૨૫

મુઝે માર ડારો ન જીના અચ્છા હયે
અગર ચીર દેખો ન સીના અચ્છા હયે—મુઝે
બાવરી બની ફીરત મોહતજી મનસે
નહી બાત ખાના ન પીના અચ્છા હય—મુઝે
બેનફાન સરકો કલમ કરીયે મેરે તનસે
બેહેતર યેવજસે નહીના અચ્છા હય—મુઝે
બુત ખુલે સૈયાદ જુદા કરન ગુલસનસે
અતર ખુબસો તરસે પેહીના અચ્છા હય—મુઝે

ચટપટ— ૨૬

જો જો આ મારી સ્થીતી ખેંચી લીધી પ્યારી
મેં કર્મ કાળુ કીધું નીચ નારથી
સઠ મદન સંકરે નાખ્યો બાળી
સઠ મદન દેહ મારી પ્રજારી
ભરમાયો વાતે ભોળી લીધી રક્ષામેં ચોળી,

નવ રીતી સારી ખોળી ઇજિત બધા ખોળી,
હું બન્યો એ હાલતજી બ્રહ્મ અંશ થયો ચંડાળ
જાગ્યો કાળમાં હું બુદ્ધિ હીણો બાળ—હું બન્યો
નીચ નારી સંઘે જાઉં ન કોઇ કાળ

છોકરાઓ–ચટપટ ૨૭

મારો મારો આ ચટપટને,
યુક્તીથી પગ પકડીને પછાડો આ ચટપટને
**ચટપટ**–ભાઇઓ ગોબ્રાહ્મણ જાણી ઉગારો આ ચટપટને,
**છોકરાઓ**–પાક મેથાનો પ્રેમ થકી ચખાડો આ ચટપટને મારો.
**ચટપટ**–તમ સહુનુ કલ્યાણજ થાશે તારો આ ચટપટને,
**છોકરાઓ**–કેંક ભાઇ કલ્યાણ કુવામાં પાડો આ ચટપટન. મારો.

મસ્તાની— ૨૮

રસીયા રસીક મમ જાગો જીવન માગ, ( સીત, બીત સીત )
તમે જાગો જીવન મારા પાતળીયા પ્રીતમ પ્યારા,
( સીત, સીત, સીત, ) રસીયા.
હુતી નીદ્રાથી લપટાણીરે શુભાગી થઇ સપડાણી,
વીરહ અગનથી દુઃખી ન કરો દાન.
( સીત સીત સીત, ) રસીયા.
શુભ અવસર આ વીતી જાયેરે પછી જોગથી શું થાયે;
કમળ પ્રહરથી સદ્દગુણ સજો સારા,
( સીત સીત સીત, ) રસીયા.
ગુણ ગુલાબ જળમાં દીઠોરે લાગે મધુથી મીઠો;
સ્વામીને જગાડે બાઇ ગુણ હું ગાઇશ તાગ,
( સીત સીત સીત, ) રસીયા.

બાજીરાવ-મસ્તાની— ૨૯

આવોજી આવોને જરી રીસાએ સલુણી સામાપ્રાણ,
ભામીની ભાવે ભેટીરે તું હર્ષધારી. આવોજી.
દીયોન દમ દાદન દઉં ધુર્ત વિદ્યા જાણી,
સ્વામી મુજને સમજો શાણી નથી નથી હું નાદની. આવોજી.
કરો જંગ સુસંગ ધરી શામળીઆ પાતળીયાજી પ્રસન કરો.
સ્હોરંગ અનંગ તરંગની લેહેરે પ્રાણપ્રીય શું પ્રેમકરો દીયો.

મસ્તાની— ૩૦

ઇશ્વર આ શો કોપ અચાનક અબળાપર આવો.
વિના વાંકથી એ વનમાળી મુજને શું તાંવો. ઇ.
ધરમ કરતાં ધાડજ આવી વળગી શામળ કર સાવો,
ખાય દયા ડાકણને આતો ધરણી પતીધાઓ. ઇ.
સદગુણશાળી મમસ્વામીને કાંઇ સમજાવો,
દયા દારાની દાખો દીલમાં દીનનો છે દાવો. ઇ.
ધરો કાનમાં અરજી કેશવ કરૂણાનીધી કહાવો.
અબળા શું આધાર વિનાની ઘુડનાં બચાવો. ઇ.



# અંક ત્રીજો.

---

**મસ્તાની-ચંદ્રસાંહુ--** ૩૧

નફ્ટ નિડર દુરરે ગમાર,
મરણુનો માથે લે શીદમાર—નફ્ટ.
કળબળમાં વળી છળમાં છળાઇશ નહીં તલભાર-નફટ.
પ્યારી પ્રેમ અધરામૃત રસનાને પ્યાગી-પા-આહા.
હાંસી કાં રહેમી થઇને કર આ ઝોકરી ઘા-આહા.
પાપી તારી અંતે ખ્વારી થાશે તજને તું બભીચારી-નષ્ટ.

**સીપાઇ--** ૩૩

ઓ બાપલીઆ બાધો ભુતે,
ચીત મુજ ચડયું ચમકારે.
ગડબડ સડબડ જો કરૂં તો ભક્ષ કરી જાય ભમકારે,
ડાકણુ સાકણુ જક્ષપીસાચણુ મુજને ડરાવે બહુ ભારે,
ધડબ કરતું ધડાય લઇને ધરણી પાડે ધમકારે-ઓ

**પદમણી—** ૩૩

જોબન રંગે રંગાતી છાતી શું પકવે અનાર
છાતી શું પકવે અનાર હીરાનો હાર શોભીત સુખકાર-
કટી કેશ ભાગે લચકાતી વાયુ વેગથી હું વહીજાતી, રંગાતી
ગાલ આ લાલશા, રંગીલી રસીની, છબીલી હુનાર
હશે પુન્ય શાળી કોઇ મને ચાહનાર—રંગાતી

શીરીમણી—　　　　３૪

કેવી અકલ કોડીલાની કોને જરીક
ગળે ઘંટીનું પડ ધરી ઠીક ઠીક ઠીક
સીખ દીધી છે માત ભારે થઇ રહેવું ભાત
નેથી ખુશી ખરેખાત, થાત વદો વાહ, વાહ, વાહ
સાસરે સીધાવું બાયડી બોલાવું,
એવો છું બહાદર જવાન ( આહાહાહા )
રૂપ કેવું મારૂં નરવરથી સારૂ જરા જોજોવારૂ,
અરે હાંહાહાં—કેવી

મંજુલા—　　　　૩૫

અલબેલી હું છુ નાર નવેલી કેવી મારી લટક ચાલુ ચટક મટક
મળ્યો મંકી પતી હું સ્વતંત્ર છકેલીને મીજાજે કડક સુરવનો
શું છેહક,
પેરૂં પોલકુ સુંદર સાડી સ્લીપર ચસમાની ચમક દેખી થાય સહુ છક
વરૂ શોખીન ઇંગ્લીશ મેન હું વર છોડી ડોકીનો કર બસ ખોવી
ન તક.

( યસ, યસ, ઓલરાઇટ )

બસ ગાર્ડનમા જઇ બાંધુ તક
માય માઇન્ડ કહે તે કરવું વર્ક—અલબેલી

મંજુલા—
ચટપટ　　　　૩૬

લલનાની લટક ચાલ જુઓ સ્વામીન
અહો હર્ષ ઘેલી વાલી રતી રસમાં છોલીન
( છેતરી છે છળે )

( બાળા બાંધ્યો બજે )
પ્રેમ પાસ નાખવામાં દીસો પ્રવીણ
ખરે સ્નેહ સુત્રે બાંધી કર્યો ચટપટને દીન
છો છોગાળા છેલ
કરો સલુન સેલ—લલનાની

શીરોમણી— ૩૭

સુધારામાં આ મારકે બાયડીનો ખાવોચાર,
લાત લાગી ચાર ગડદા તમાચાનો નહીપાર-સુધા
તું છે મારી હું છું તારો જરીક તો વિચાર

મંજુલા—મુવા લેતો જાને ગમાર
શીરોમણી-હાય વાગ્યા બાપલાંયા બાર,
મંજુલા-( ગો અવે ડેમફુલ સ્ટુપીટ બ્લગર્ડ )
શીરોમણી-( હાય બાપ આ વળી શું ગરબડ )
મંજુલા—( વળી ગડબડ લે ત્યારે થપ્પડ )—સુધારામા

ભગલો— ૩૮

ડગ ભરો શીરોમણી સાબરે
બાપુ મલપતા તમે ચાલો
પદ્મમણી-આપણે દહીં દુધમાં લાભરે
વરી લીધો મે મનથી વ્હાલો
શીરોમણી-( ભગલા તું છે શાણોરે )
ભગલો-( તે પાડ આપણો જરારે )
પદ્મમણી-( હવે રાતે રમત માણોરે )
ભગલો-( ઠીક છે બાપજી હાં હાં હાં )
બેટમજી છે રાત આંધળા
બસ માશુકથી માહાલો )—ડગભરો

લક્ષ્મી-- ૩૯

નવ જાણું અંગમાં મુજને આ શુ થતું હશે
નવ રાત્રી રંગમાં દીલ દરદી આ થતું દીશે નવ
ઉર સ્થળ એ ઉપસી આવે ચીત ચંચળતા બતાવે
હવે હું થઇ કામની મટી મુગ્ધા નામની
નીતબો જંગમાં જબરાઇથી જતાં ધસે—નવજાણું

લક્ષ્મી ૪૦

રે સલુણા સામજાઓ શુ દુઃખી કરી
રે આમીન વારીથી રહી છુટી જરી

નાનાસાહેબ શાણીરે સુખ કરતું દુખ હરતું રદયે
રહી વમી સુંદરી

લક્ષ્મી માણીરે નહીંજરી તમ સંગ હું રતી રંગ હું
વીધાએ છુટી કરી—સુંદરી

નાનાસાહેબ ગોરી કા ઘેલી થા મેલી થા મીલાવ શેહરી-સું.

મસ્તાની ૪૧

નીરાકાર નીરંજન નાથ હરી,
ક્ષમા કરજો સ્વામી મમ દોષ,
તજીને રોસ દયાળું તાત હરી......નીરાકાર
ભ્રમતામાં ભુલી ગઇ તુજને જોણી વીકટ નવ વાટ,
ઘડયા કુર ઘાટ લજાવી જાત હરી......નીરાકાર.

પદમણી-ભગલો— ૪૨

બની બની તારા રૂપે હું દીવાની.
પ્યારા પ્રેમે હું થઇ તારી જાની.
વાલી વસો મુજ આવી મુજ અન્તરમાં,

મોહની નાંખી વશ કીધો છુમંતરમાં.
તારી સારી આંખો હારી કામણગારી વારી વારી,
વ્હેરો ન કોઇ તુજસાની ( હલો હલો )—પ્યારા.
આવો આવો ઓરા આવો દયા લાવો મહેરબાન,
ક્યો પ્રીતીની આ છે નીશાની ( હલો હલો )—પ્યારા.

સર્વપાત્રો—                ૪૩

સ્વામી ગુણુ ગામી અંતરયામી બહુનામી ધરૂ ધ્યાન,
કાર્ય કુડાં કીધાં નષ્ટ નરાધમોને ભુમાં નષ્ટ;
જીવન ભક્ત તણુા ભીડભંજન કરૂણા કરજો કહાન સ્વામી



# જાહેર ખબર

નીચે જણાવેલાં પુસ્તકો શ્રી મોરબી ગુજરાતી કંપનીનો જ્યાં મુકામ હોય ત્યાંથી અગર અમદાવાદ રોડ સરઇયા પોળને નાકે રા. રા. ગૌરીશંકર આ પાસેથી મળશે. માટે જેઓ સાહેબોને જોઇતાં હોય તેણે રોકડી કીંમતે યા વા૦ પી૦ થી મંગાવી લેવાં.

| | | |
|---|---|---|
| ૧ | ઝેરી કટારી ... ... ... ... | ૦—૨—૦ |
| ૨ | સતિ મોહિની ... ... ... ... | ૦—૨—૦ |
| ૩ | પ્રેમ બંધન ... ... ... ... | ૦—૨—૦ |
| ૪ | શારદા વિજય ... ... ... ... | ૦—૨—૦ |
| ૫ | વિનોદ વનીતા ... ... ... ... | ૦—૨—૦ |
| ૬ | ભદ્રકાળી ... ... ... ... | ૦—૨—૦ |
| ૭ | જય વીજયા ... ... ... ... | ૦—૨—૦ |
| ૮ | લાલખાં ઉરફે જાત પ્રમાણે ભાત. ... ... | ૦—૨—૦ |

માલીક

**ભાનુશંકર ચત્રુભુજ ભટ્ટ.**

શ્રી મોરબી ગુજરાતી નાટક કંપની.